


**આદિવાસી બાળકોનું બાલપત્ર**

**અંક : ૧, નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૮**

**સંપાદક :** વિક્રમ ચૌધરી, સુરમલ વહોનિયા

**પરામર્શક :** ગણેશ દેવી, ભગવાનદાસ પટેલ, ચામુલાલ રાઠવા, કાનજી પટેલ, ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન :** દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન :** નિરજ કેંગે

**માલીકી :** ભાષા સંશોધન–પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી
દિનેશ મિલ પાસે, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫ – ૨૩૩૧૯૬૮

**પ્રકાશક :** પૂર્વ પ્રકાશ
૧૯–બી, શ્રીનગર સોસાયટી
શુભેચ્છા હોસ્પિટલ પાસે, ઉર્મી ચાર રસ્તા, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫ – ૨૩૫૩૩૩૪૭

**મુદ્રક :** શિવમ ઑફસેટ
ડી/૧૨, સરદાર ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ
આજવા રોડ, વડોદરા

# અનુક્રમણિકા

# સંપાદકીય



બાળ મિત્રો,

આપ સૌને નવા વર્ષની હાર્દિક શુભકામનાઓ.

તમે ભણીને સમાજ અને દેશની સેવા કરો એવી શુભેચ્છા.

આવનાર નવું વર્ષ તમારા જીવનમાં નવો પ્રકાશ અને તાજગી લઈ આવે એવી પ્રાર્થના.

મિત્રો, સૌની દિવાળીની રજાઓ વાઘ બારસ અથવા ધન તેરસના દિવસથી શરૂ થાય. વાઘ બારસ, ધન તેરસ, કાળી ચૌદસ અને પછી દિવાળી. દિવાળી એટલે મારે આસપાસ મેળો હોય ત્યાં લોકો મેળામાં જાય તે. કાળી ચૌદસમાં મંત્રની પુજા અને ધનતેરસની તો જરાયે ખબર ન હતી. પણ આજે વાઘ બારસ આવે એટલે મને મારા બાળપણના દિવસો યાદ આવે છે.

દોસ્તો, આજે પણ દિવાળીની રજા પડે એટલે મને બાળપણ યાદ આવે છે. આજે તમને મારા બાળપણની વાતો કરવી છે. દિવાળીના દિવસો એટલે રમવાની, મઝા કરવાની રજાઓ.

જયારે હું નાનો હતો ત્યારે મારા ઘરમાં થોડી બકરીઓ હતી એને સવારે ચારવા લઈ જવાનું. દશ વાગે બકરીઓ ઘરે બાંધી દફ્તર લઈ સ્કૂલે જવાનું. દફ્તર એટલે એક સ્લેટ. જે હાથમાં રમાડતા-રમાડતા સ્કૂલે ક્યારે પહોંચી જતા તેની ખબર પણ ન પડતી. બપોરે ભરડો અથવા રવાનો નાસ્તો આપવામાં આવે. નાની રીશેષમાં તેના માટે ખાખરાના પાંદડા લેવા સો મીટર દુર ખાખરાના ઝાડ પર ખીસકોલીની જેમ ચડી જતા અને બે સરસ પાંદડા લઈ ફરી વર્ગખંડમાં હાજર. અને સાંજે ફરી ઘરે. ઘરે જો મારા પિતા કે બહેનને બકરી ચરાવવા જવાનો સમય ન મળ્યો તો બકરી ચરાવવા જવાનું થતું જે મને બહુ ગમતું.

હું સવારે ગોવાળ બની બકરી ચરાવવા જતો, ત્યાર બાદ તમારા જેવો વિદ્યાર્થી ને સાંજે ફરી ગોવાળ બની જતો. એટલે વાઘ બારસને દિવસે વાઘ દેવની પૂજા થતી ત્યાં કાચરા લઈ દોસ્તો સાથે પહોંચી જતો. પાનગા બનાવવાની તૈયારી થાય તે ધ્યાનથી જોતા અને કોઈ નાનું મોટું કામ હોય તે કરતા. વડીલો વાઘ દેવની પૂજા કેવી રીતે કરે તે જોવાની ઈચ્છા પણ થતી. સૌથી વધારે જાણવાની ઈચ્છા તો એ રહેતી કે વાઘ કોણ બને છે.





સામાન્ય રીતે જે દર વરસે વાઘ બનતો હોય તે જ બને, પણ અમારી યાદ શક્તિમાંથી નીકળી ગયું હોય તેમ જે તે વ્યક્તિ ને તૈયાર કરવા સ્નાન કરાવવામાં આવે ત્યારે ફરી યાદ તાજી થતી. પછી તો એને ક્યાં જઈ કાચરાથી મારવું તેની તૈયારી મનમાં ચાલતી.

મિત્રો, ત્યારે વાઘ દેવની પૂજા શા માટે કરવામાં આવે છે તેનો ખ્યાલ ન હતો. વડીલો પૂજા કરવાની જગ્યાથી અમને થોડે દૂર રહેવાનું કહેતા. એટલે પૂજા કેમ કરવામાં આવતી તેની સમજ ન હતી. આજે જયારે વડીલો પાસેથી વાઘ દેવની પૂજા કેમ કરવામાં આવે છે તે જાણું છું ત્યારે આપણા વડીલોએ વાઘને દેવ તરીકે પૂજે છે તેનું મહત્ત્વ સમજાય છે.

આપણા વડીલો વાઘ દેવની ચોમાસું શરૂ થાય તે પહેલા અથવા નાંદરવો, લીલીચારી એટલે કે નવું ઘાસ ઉગે તેની પૂજા કરે તે દિવસે માનતા રાખે છે. અમારા પશુઓ ગાય, બકરી, ભેંસ અને ગોવાળને વાઘ ખાય ન જાય અને સાપ ન કરડે તેની માનતા રાખે. તે પૈકીની એક માનતા તે વાઘ દેવની પૂજા.

આજે વાઘની સંખ્યા ધીમે-ધીમે ઘટી રહી છે. ગુજરાતમાં ગિરનારના સિંહ જોવા મળે છે. પણ વાઘની સંખ્યા બહુ ઓછી છે. આદિવાસીઓ વાઘની પૂજા કરતા, એનો શિકાર કરતા ન હતા.

ભારતમાં જંગલો ધીમે-ધીમે ઓછા થતા ગયા છે. જંગલ ઓછા થાય તેની સાથે દરેક પ્રાણીઓની વસવાટના સ્થાનો, ખોરાક માટેની સંભાવનાઓ ઘટતી જાય, વરસાદ ઓછો પડે વગેરે કારણે આજે વાઘની સંખ્યા ઘટતી જાય છે. થોડા વર્ષો પહેલા તમારી ને મારી આસપાસ વાઘ હતા તે આજે ઓછા થયા છે.

ભારતમાં બાંધવગઢ નેશનલ પાર્ક, મધ્ય પ્રદેશમાં કાન્હા નેશનલ પાર્ક, રાજસ્થાનમાં રણથંબોર નેશનલ પાર્ક, આસામમાં કઝીરંગા નેશનલ પાર્ક, મધ્યપ્રદેશમાં પેંચ નેશનલ પાર્ક, નેપાલની સીમા પાસે દુધવા નેશનલ પાર્ક, સુંદરવન નેશનલ પાર્ક, પન્ના નેશનલ પાર્ક વગેરે વાઘ માટેની રક્ષિત જગ્યાઓ છે જેમાં વાઘની સંખ્યા સારા પ્રમાણમાં જોવા મળે છે.

મિત્રો, આપણા વડીલો જે રીતે વાઘને અને નાગને દેવ તરીકે પૂજા કરે છે તેવા પ્રકારનો અભિગમ જો દરેક માણસ અપનાવે તો આ ઘટતી જતી પ્રાણીઓની સંખ્યાની ચિંતાનો અંત આવે. નહીં તો તમે મોટા થશો પછી પણ તમને આપણા પ્રાણી સંગ્રહાલયમાં જ વાઘ જોવા મળશે. અને સમય જતા માત્ર એનું ચિત્ર જ જોવા મળે એવી પરિસ્થિતી ન થાય તે માટે આપણે સૌએ વિચારવું પડશે.





# કણસરી માતા





એક ગામમાં એક મા-બેટા રહેતાં હતાં. મા આળસુ અને બેઠાં બેઠાં ખાનાર હતી. એને કામ કરવું જરાય ન ગમતું. પણ બેટો મહેનત કરી કમાય તે ખાય. એક વાર માએ બેટાને કામે મોકલ્યો ને પોતે ઘર છોડી ચાલી ગઈ. દૂર દૂરના ગામમાં જઈ ભીખ માગીને ખાવા લાગી. પોતાના પેટ જણ્યા દીકરાની પણ એને ફિકર ન થઈ.

દીકરો મોટો થયો તો એક ખેડૂતના ખેતરમાં મજૂરી કરવા લાગ્યો. ઘણા વખત કામ કર્યા પછી ખેડૂતે એને એક જમીનનો ટુકડો આપ્યો. જુવાન થયેલો છોકરો હવે ખેતી કરવા લાગ્યો. દિવસ આખો ખેતરમાં મહેનત કરતો. એક વાર તેણે ખેતરમાં જુવાર વાવી. ખેતરમાં એક-એક છોડની આસપાસ ઉગેલું નકામું ઘાસ કાઢી નાખ્યું. જુવારના છોડ સાથે એને એવી દોસ્તી થઈ કે એમની સાથે કલાકો સુધી વાતો કરે.

એક દિવસ ખેતરની પાળ પર રૂપાળી છોકરીનું રૂપ લઈ દેવી બેઠી હતી. એને જોઈ જુવાને પૂછ્યું, 'તું કોણ છે? અહીં શું કરે છે ?' છોકરીએ કહ્યું, ' હું માબાપ વગરની છું. એકલી છું. તમે મને આશરો આપશો ?' જુવાન કહે, 'હું એક ગરીબ છું. ભૂખ્યાં, તરસ્યાં રહેવાની તૈયારી હોય તો ચાલ મારી સાથે. આપણે ભાઈ-બહેન થઈને રહીશું. સુખ-દુ:ખમાં એકબીજાને સથવારે રહીશું.'

જુવાન છોકરીને ઘેર લઈ આવ્યો. ઘરમાં બે રોટલા થાય એટલો લોટ હતો. જુવાન કહે, 'બેન, તું રોટલા કરી જમી લે, મને ભૂખ નથી. '

બેન સમજી ગઈ કે ઘરમાં એટલો જ લોટ છે. એણે એટલા જ લોટના ચાર રોટલા બનાવ્યા બન્ને સાથે





બેસી જમ્યાં.

હવે ભાઈ-બેન બેય ખેતરમાં કામ કરવા લાગ્યાં. ખેતરમાં ઘણું ઉપજાવા લાગ્યું. બે - ત્રણ વરસમાં તો ઘરમાં સમાય નહી એટલું અનાજ ભેગું થયું. ગામે-ગામ ખબર પડી કે આ જુવાન પાસે ઘણું અનાજ છે. આ વાત એની માને કાને ગઈ. લોકો કહેવા લાગ્યા, ‘તારા દીકરા પાસે કદી ન ખૂટે એટલું અનાજ છે. એની સાથે એક જુવાન છોકરી રહે છે. એ કામ કર્યા વિના ફોકટનું ખાય છે.’ ઘરડી થયેલી માને ગુસ્સો ચઢ્યો. મનમાં કહે, ‘મારા દીકરા પર મારો હક, એના ઘરની ચીજ- વસ્તુ પર મારો હક. આ કોણ અને ક્યાંની છોકરી ફોકટનું ખાવા મારા દીકરાના ઘરમાં ઘૂસી ગઈ છે.’ પગમાં ચંપલ પહેરી તે નીકળી અને પૂછ-પરછ કરતી જુવાનના ઘર સામે આવી ઊભી.

તે સમયે દીકરો બહાર ગયો હતો. છોકરી રાંધતી હતી. ડોસી ખિજાઈને બોલી, ‘એલી ઓ, કોણ છે તું? ’ કોને પૂછી અહીં આવી. અહીં તારું શું કામ?’. છોકરીએ મોંમાંથી એક શબ્દ પણ ન કાઢ્યો. એટલે ડોસી વધારે ખિજાઈને બોલી, ‘તું કોણ છે કહેતી નથી, આ ઘર કોનું છે તેની ખબર તને પડતી નથી?’

છોકરી કહે, ‘હમણાં તારો દીકરો આવશે એની જોડે વાત કરજે. અમે મહેનત કરી ઘર ભર્યું છે, પેહલાં બહાર નીકળ.’

ડોસી કહે, ‘ભરેલા ભંડાર જોઈ તુ જ ઘરમાં ઘૂસી ગઈ છે. જા જતી રહે તારે ઘેર !’

એટલું કહી ડોસી છોકરીને વાળ ઝાલી ઘરની બહાર ખેંચી લાવી. તેણે ખૂબ ગાળ દીધી ને ધક્કા મારી કાઢી મૂકી.

છોકરી આંસુ પાડતી જતી રહી. જુવાન પાછો આવ્યો. ઘરમાં જુવે તો બેન ગાયબ. તેણે ડોસીમાને ઓળખી

પૂછ્યું તો બડ-બડ કરવા મંડી, ‘ મેં જ એને હાંકી કાઢી છે. હું જયાંથી મળી ત્યાં જ રહીશ, એમ કહીને ગઇ છે.’ આ સાંભળીને જુવાન ખેતર ભણી દોડ્યો. ખેતરમાં કોઈ દેખાયું નહીં. દૂર ખેતરને પાળે છોકરી માથે હાથ મૂકી બેઠી હતી. એની આંખોમાંથી આંસુ ખરતાં હતાં.

જુવાન તેની પાસે દોડતો ગયો અને હાથ ઝાલીને બોલ્યો, ‘બેન, તું કેમ ઘર છોડી અહીં આવી?’ છોકરીએ કહ્યું, ‘હું તો તને તારવા આવી હતી, પણ તારી માએ સત્યાનાશ કર્યો.’ એટલામાં જોરથી અવાજ આવ્યો, જમીનમાં તિરાડ પડી. છોકરીએ જુવાનનો હાથ છોડ્યો અને જમીનમાં કમર સુધી ઊતરી ગઇ. બોલી, ‘જુવાનિયા, તે મને ન ઓળખી. હું કરહણ હું તને બરકત આપવા આવી હતી પણ તારી માએ બધું બગાડી દીધું.’



વળી જોરથી અવાજ આવ્યો. કરહણ માથા સુધી જમીનમાં ઊતરી ગઈ. એ જ વખતે આકાશવાણી થઈ. ‘જુવાનિયા, હું કરહણ, હું પાર્વતી, હું અન્નપૂર્ણાનો, અવતાર લઈ તને બરકત આપવા આવી હતી. તારી મહેનત એ જ તારી બરકત છે. તું ધરતીની સેવા કરતો હતો, ધરતીની પૂજા કરતો હતો. પણ તારી મા દુષ્ટ છે. આ અવતારમાં તને જે આપ્યું એ એળે ગયું. યાદ રાખજે, અનાજના કણકણમાં મારો વાસ છે. અનાજ બગાડતો નહીં. નવો પાક આવે એટલે મારી મૂર્તિ બનાવી એની પૂજા કરજે. હું તને બરકત આપીશ.’ એ દિવસથી કરહણ માતા પૂજાય છે. ☺☺





# રમવા





મારે ધૂળની ઢગલીએ રમવું છે

ધૂળની ઢગલીએ રમવા ના દો તો મને

ફૂલને દડૂલિયે રમવા દો મને (૨) મારે...

મારે આકાશી ગંગામાં જાવું છે. આકાશી ગંગામાં જાવા ના દો તો મને

તારલાની સંગે રમવા દો મને (૨) મને...

મારે નદીઓના નીરમાં નહાવું છે, નદીઓના નીરમાં નાહવા ના દો તો મને

કિનારે છબછબિયા કરવા દો મને (૨) મને ...

મારે કોયલના ટહુકા કરવા છે, કોયલના ટહુકા કરવા ના દો તો મને

મોરલાની સંગે નાચવા દો મને (૨) મને...







# બુરમા રાણી



સ્વર્ગમાં ઈન્દ્રપુરીમાં ઈન્દ્રરાજા રહેતો હતો. એની એક બહેન હતી. એનું નામ બુરમા હતું. બુરમાનાં લગ્ન પૃથ્વી પર લિંબાડ દેશના રાજા વલીવણી સાથે થયાં હતાં. આ રાજાનો નવ માળનો મહેલ હતો. એની પાસે નવ ક્રોટ ધન, સંપત્તિ, બધું હતું. પણ તેની પાસે સંતાન ન હતું. એટલે રાજા અને તેની રાણી દુ:ખી હતાં.

એ સમયમાં મલ્યા નામનો એક કલાકાર હતો. એણે મધપૂડામાંથી સરસ નકશીવાળું ચક્ર બનાવ્યું ને વેચવા નીકળ્યો. દેશ-દેશ ફર્યો પણ એનું ચક્ર ન વેચાયું. ' એને થયું કે લિંબાડ દેશનો રાજા ધનવાન છે, મારું ચક્ર ખરીદશે' એમ વિચારી રાજા પાસે આવ્યો.



ત્યારે બુરમા રાણી મહેલની બારીએ ઊભી હતી. નકશીવાળું ચક્ર એને ગમ્યું. રાજા સોના-મોતીએ મઢેલા હીંચકા પર સૂતો હતો. ચક્રની કિંમત કરવા રાણીએ એને જગાડ્યો. રાજાએ જોયું તો ચક્રમાં ટીપે-ટીપે મધ ટપકતું હતું. એ જોઈ રાજા ખિજાયો અને તેને ગુસ્સો ચઢ્યો.

'હું સોનાની વસ્તુ ખરીદું અને તું મારી સામે આવા માણસની વસ્તુ લઈ આવી છે,' એમ કહીને રાજાએ મલ્યાની છાતી પર લાત મારી. મલ્યાને ગુસ્સો ચઢ્યો, 'તમે ચક્ર ન ખરીદ્યું હોત તો કાંઈ નહીં, પણ મને લાત કેમ મારી? ' તમને તમારી સંપત્તિનો ગર્વ થયો છે. એક દિવસમાં એ ધન-સંપત્તિ ખલાસ કરી દઉં. એટલું બોલી મલ્યો સીધો



પાતાળમાં ઊતરી ગયો.

પાતાળનો રાજા હતો ભૂઈ. ભૂઈ રાજા આગળ ચુગલી કરી મલ્યાએ એને ચઢાવ્યો. ભૂઈ રાજાને ગુસ્સો આવ્યો. એણે સૈન્ય ભેગું કર્યું અને વલીવણી રાજા પર ચઢાઈ કરી. રાજાના હાથપગ બાંધી દીધા, તેનો ખજાનો લૂંટ્યો, ખાવા એક મુઠ્ઠી ભરી અનાજ પણ ન રાખ્યું. વલીવણી રાજા કંગાલ થયો. એ રાણી પર ખિજાયો, 'તે દીકરા જણ્યા હોત તો આજે આ હાલત થાત નહીં. તું વાંઝણી છે. મારા ઘરમાં તારે માટે જગ્યા નથી.' એમ કહી વલીવણી રાજાએ બુરમા રાણીને મહેલમાંથી કાઢી મૂકી.



બુરમા રાણી રડતી-કકળતી ભાઈ પાસે ગઈ અને હાથ જોડી દરવાજે ઉભી રહી. ઈન્દ્રરાજા સોના-મોતીએ મઢેલા હીંચકે બેઠો હતો. જોયું તો બહેન હાથ જોડી દરવાજે ઊભી હતી. પૂછ્યું ,'બેન, તને તો રાજા સાથે પરણાવી હતી. તને શાનું દુઃખ છે? તું કેમ રડે છે?' આંસુ લૂછતી બહેને કહ્યું, 'ભાઈ, દુનિયામાં મોટામાં મોટું દુઃખ મારે ભાગે આવ્યું છે. હું વાંઝણી છું એટલે રાજાએ મને બહાર કાઢી મૂકી છે. મને સંતાન જોઈએ છે' .

ઈન્દ્ર બોલ્યો, 'હું નવખંડ પૃથ્વીનો માલિક છું. ભૂખ્યાને અન્ન આપું, ધન માગે એને ધન આપું, સંતાન માગે એને સંતાન આપું. આ લે લાકડી, આંબાની વાડીમાં જા અને લાકડીથી જેટલી કેરી પડે એટલી લઈ આવ. લાકડી એક જવાર ઉછાળજે . વધારે લોભ ન કરીશ.'

બુરમા રાણી લાકડી લઈ આંબાવાડીમાં ગઈ. લાકડી ફેંકીને મારી તો બે કેરી નીચે પડી. રાણીએ બન્ને કેરી





ઉપાડી લીધી. પણ તેને ઝાડ પરની કેરી જોઈ લોભ લાગ્યો. એટલે રાણીએ ફરીથી લાકડી ઉપર ફેંકી. લાકડી ઝાડમાં ફસાઈ ગઈ. હાથમાં ઝાલેલી કેરી પણ નીચે પડી અને અદશ્ય થઈ ગઈ. હવે રાણીને ભાઈના શબ્દો યાદ આવ્યા. ભાઈ ખિજાશે એવું વિચારી તે ત્યાં જ રડતી બેઠી. ઘણું રડી. પછી ઊઠીને તે ભાઈની માફી માગવા ગઈ. ઇદ્રરાજાએ બેનની વાત સાંભળી અને બીજી લાકડી આપી. બેને લાકડી ઝાડપર ફેંકી તો સાત કેરી નીચે પડી. બેને કેરી ઉપાડી અને ભાઈ પાસે ગઈ. ભાઈના આશીર્વાદ લીધા અને પૃથ્વી પર પાછી ફરી. લિંબાડનો રસ્તો પકડ્યો. ચાલતાં ચાલતાં રાત પડી ગઈ.

રાણીએ રસ્તામાં એક કુંભારણને ત્યાં મુકામ કર્યો. તે થાકી ગઈ હતી એટલે જમીને તરત સૂઈ ગઈ. રાત્રે કુંભારણી ચુપચાપ બુરમા રાણીનું પોટલું છોડી જોયું તો કેરી જોઈ, કેરીનો મોહ છૂટ્યો. એક કેરી કાઢી અને ખાઈ લીધી. બુરમારાણી વહેલી સવારે ઊઠી, પોટલું ઉપાડી અને ઘરનો રસ્તો પકડ્યો. રસ્તામાં તેને ઝરણું દેખાયું. ભૂખ લાગી હતી એટલે ઝરણા પર નાહી લીધું, ત્યાં જ બેસી છ કેરી ખાઈ લીધી અને ઘરે જઈ પહોંચી.

રાણીએ રાજાને કહ્યું, મારા પેટમાં સંતાન છે .’

રાજાને વિશ્વાસ ન થયો. ઘણા સવાલ-જવાબ કર્યા અને પછી જ રાણીને ઘરમાં રહેવા દીધી. દિવસ પૂરા થયા અને રાણીએ છ બાળકોને જન્મ આપ્યો. રાજા ખૂબ ખુશ થઈ ગયો.

કેરી ખાધી એ કુંભારણને પણ ગર્ભ રહ્યો. એણે પણ એક બાળકને જન્મ આપ્યો. બાળક જન્મ્યો કે એને ખબર પડી કે આ મારી માં નથી, મારી માં લિંબાડ દેશમાં છે. એ ઘર છોડી નાસી ગયો અને સીધો લિંબાડ આવ્યો. બુરમા રાણી પાસે પહોંચ્યો. બુરમા રાણી સમજી ગઈ કે સાત કેરીમાંથી એક કેરીનું આ સંતાન છે. એણે આ બાળકને રાખી લીધો.

બાળકો મોટા થયા. પોતાની ગરીબાઈ જોઈ માને પૂછવા લાગ્યા, ‘મા, બાપુની પરિસ્થિતિ પહેલેથી જ આવી હતી ?’ લોકો એમને રાજા કેમ કહે છે ? માએ માંડીને વાત કરી. જે કઈ વીત્યું હતું, તે બધું કહ્યું. બાળકો સાહસી અને શૂરવીર હતા. એમને ગુસ્સો ચઢ્યો. પાતાળમાં ભૂઈ રાજાના રાજમાં ગયા. ધાડ નાખીને ભૂઈ રાજાએ લૂંટી હતી એથીય વધારે ધન-દોલત લૂટી લાવ્યા. રાજા વલીવણી ફરી ધનવાન બની ગયો. ૭૭





# કુંકણા બાળ રમતો



બાળકો, દરેક ગામ કે લોકોમાં પોત-પોતાની રમતો રમાય છે. રમતો દ્વારા બાળકો તમને આનંદ મળે છે. રમતોથી એક-બીજાના સહભાગી થવું તેમજ હાર-જીત સ્વીકારવી અને તેથી કામ કરવાનું પણ શીખવા મળે છે.

આ અંકમાં કુંકણા સમાજની કેટલીક રમતો તમારા માટે લાવ્યા છીએ. કુંકણા લોકો દક્ષિણ ગુજરાતના ડાંગ જિલ્લામાં વસે છે.

એમની રમતોનું આનંદ તમે મેળવી શકો !

## છોકરાઓની રમત :

▶ **ગિલ્લી દંડા :** આ રમતને કુંકણામાં 'ઈટુ'ની રમત કહેવાય છે. આ રમતમાં પાંચથી વધારે છોકરાઓ ભાગ લઈ શકે છે. છોકરાઓ જાતે જ લાકડીમાંથી ગિલ્લી અને દંડો તૈયાર કરીને રમે છે. ગિલ્લી છ થી સાત ઈંચ લાંબી અને દંડો દોઢથી બે ફૂટ જેટલો રાખવામાં આવે છે. આ રમત રમવા માટે અનુક્રમ પાડવામાં આવે છે. અમુક નિશ્ચિત આંકડાંઓનો લક્ષ્યાંક પાર પાડીને જીતેલ વ્યક્તિ હારેલી વ્યક્તિને રમાડે છે. જીતેલ વ્યક્તિ દંડા વડે ગિલ્લી ફટકારે છે અને હારેલ વ્યક્તિ ગિલ્લી ગોળ વર્તુળ પાડેલું હોય તેમાં નાખે છે. આમ, જેટલી વ્યક્તિ જીતેલી છે તેટલા વારા પ્રમાણે ગિલ્લી મારતા રહે છે અને હારેલ વ્યક્તિ તે ગિલ્લી વર્તુળમાં નાખતી રહે છે.

▶ **લખોટી :** આ રમતને કુંકણામાં 'ગોટી'ની રમત કહેવામાં આવે છે. તેમાં મુખ્યત્વે બે થી વધારે છોકરાઓ ભાગ લઈ શકે છે. છોકરાઓ જાતે જ પથ્થર કે સિમેન્ટમાંથી લખોટી બનાવે છે. લખોટી રમવાની ઘણી અલગ-અલગ પદ્ધતિઓ હોય છે. દા.ત. 'રાજા-રાણી,' 'વર્તુળ', 'ગોટી હરવે' વગેરે.

▶ **ભમરડા :** આ રમતને કુંકણામાં 'ભોવરા'ની રમત કહેવામાં આવે છે. જેમાં ચાર થી પણ વધુ બાળકો ભાગ લઈ શકે છે. છોકરાઓ ભમરડા જાતે જ લાકડામાંથી બનાવે છે અને તેમાં ખીલી વડે કાણું પાડીને તેમાં



તાર બેસાડે છે. દોરી નાખીને રમે છે. આ રમત આંગણાં કે રસ્તામાં નંબર પાડીને વારાફરતી રમી શકાય છે.

▶ **તીર-કામઠાં :** આ રમતને કુંકણામાં 'ધનુષ'ની રમત કહેવામાં આવે છે. જેમાં પાંચથી વધારે છોકરાઓ ભાગ લઈ શકે છે. ભીંડીના થડિયામાંથી તીર બનાવવામાં આવે છે. વાંસમાંથી કામઠું બનાવે છે. તીરના છેડે મીણ લગાવે છે. ત્યાર પછી હરીફાઈ યોજે છે. જેનું તીર વધારે લંબાઈના અંતરે પડે તે પ્રથમ નંબર પ્રાપ્ત કરે છે.

▶ **કબડ્ડી :** આ રમતને કુંકણામાં 'કબડ્ડી'ની રમત કહેવાય છે. આ રમત મુખ્યત્વે ચોમાસું અને શિયાળા દરમ્યાન છોકરાઓ ગોવાળ જાય અથવા કોતરડામાં નાહવા જાય છે ત્યારે રમે છે અને આનંદ પ્રાપ્ત કરે છે.

▶ **ટપ :** આ રમતને કુંકણામાં 'ટપ'ની રમત કહેવાય છે જેમાં ચારથી પાંચ છોકરાઓ નળયામાંથી અથવા પથ્થરોમાંથી ગોળ આકારનો 'ટપ' બનાવી તેનાથી કેરીના ગોટલા 'કચકા', 'ઠીકરી' કે પૈસા નાખીને રમે છે.

▶ **રસ્સગુલ્લે :** આ રમતને કુંકણામાં 'રસ્સગુલ્લે' ની રમત કહેવાય છે. આ રમતમાં સાત થી વધારે બાળકો ભાગ લઈ શકે છે. તેમાં બે ટુકડીઓ પાડવામાં આવે છે. રમત મુખ્યત્વે ચોમાસા દરમિયાન સાંજના સમયે રમવામાં આવે છે. એક ટુકડી કૂંવાડિયાના છોડ ઉખેડીને બીજી ટુકડીના બાળકોને મારે છે અને બીજી ટુકડીના બાળકો તેમનાથી બચવા માટે ભાગે છે.

▶ **કુસ્તી :** આ રમતને કુંકણામાં 'કુસ્તી'ની રમત કહેવાય છે. તેમાં મુખ્યત્વે બે બાળકો રમે છે. આ રમત કોઈ ખુલ્લા મેદાનમાં રમવામાં આવે છે . આ રમત દ્વારા કોણ વધારે બળવાન છે તેની જાણ થાય છે.

▶ **મારદડી :** આ રમતને કુંકણામાં 'મારદડી' કહેવામાં આવે છે. આ રમતમાં દશથી વધુ છોકરાઓ ભાગ લઈ શકે છે. આ રમતમાં કપડાનો દડો બનાવવવામાં આવે છે અને તેના વડે મારવામાં આવે છે. જેના હાથમાં





આવે તે જોરથી બીજા છોકરાને મારે છે.

## છોકરીઓની રમતો

▶ કાચકા/પથ્થર

આ રમતને કુંકણામાં 'ખડા'ની રમત કહેવાય છે. તેમાં બે થી ચાર છોકરીઓ ભેગી થઈને પાંચ કે વધારે પથ્થરો અથવા કાચકાથી રમે છે અને તેમાં મુખ્યત્વે બંને હાથ પર ઉછાળીને રમે છે. આ રમતમાં પણ હરીફાઈ રાખવામાં આવે છે. જે પ્રથમ પથ્થરો ઝીલે તે બીજી છોકરી પર ઉધારી ચઢાવે છે. આ ઉધારી પછી બીજી છોકરીઓને ભરવી પડે છે.

▶ કોય પાટી, ઠીકરી

આ રમતને કુંકણામાં 'કોય પાટી'ની રમત કહેવાય છે. આ રમતમાં બે કે તેથી વધુ છોકરીઓ ભાગ લઈ શકે છે. તેમાં વારા પાડીને રમવામાં આવે છે. અમુક છોકરીઓ ટુકડી પાડીને પણ રમે છે. આ રમતમાં ખુલ્લા મેદાનમાં બે મીટર જેટલી લાંબી પટ્ટી દોરી તેમાં આઠ અથવા દશ ખાનાં પાડીને તેમાં ઠીકરી નાખીને રમે છે.

## મિશ્ર રમતો

▶ આમલી-પીપળી

આ રમતને કુંકણામાં 'શૂળી-બાટે'ની રમત કહેવામાં આવે છે. આ રમત મુખ્યત્વે છોકરાઓ અને છોકરીઓ ભેગાં થઈને રમે છે. આ રમત જેના પર સરળતાથી ચઢી શકાય તેવાં મોટા વૃક્ષો પર રમાય છે. તેમાં લાકડી ફેંકીને નક્કી કરે કે કોના પર દાવ આવે છે. દાવ લેનાર વ્યક્તિ બધાને હાથ કે પગ વડે સ્પર્શ કરીને તેના નામથી લાકડી ફેંકે છે અને તે લાકડી જેના નામે ફેંકે તે વ્યક્તિ પછી દાવ લે છે.

▶ ઢીંગલા-ઢાંગલી

આ રમત ને કુંકણામાં 'નવુરાનવરી' ની રમત કહેવામાં આવે છે. રમતમાં છોકરાઓ અને છોકરીઓ





કાપડમાંથી ઢીંગલા અને ઢીંગલી જાતે બનાવે છે અને પોતે સમાજમાં જે રીત-રિવાજો જોયા હોય તે પ્રમાણે ઢીંગલા-ઢીંગલીનાં મા-બાપ બનાવીને તેમનાં લગ્ન કરીને રમે છે.

▶ કરંટિયુ

આ રમતને કુંકણામાં 'કાઠીઉડવે'ની રમત કહેવાય છે. આ રમતમાં છોકરીઓ લાકડી ઉછાળીને રમે છે. તેમાં મુખ્યત્વે નંબર પાડીને જે છેલ્લો નંબર આવે તેને દાવ લેવો પડે છે. અથવા લાકડી ફેંકીને જેની લાકડી ઓછા અંતરે હોય તે દાવ લે છે. દાવ લેનાર ની લાકડી ઉછાળીને રમે છે. બીજી વ્યક્તિ પોતાની લાકડી પથ્થર પર મૂકે છે. જે છોકરાની લાકડી પથ્થર પર ન હોય એવાને દાવ લેનાર પકડે છે.

▶ નદીની રમત

આ રમતને કુંકણામાં 'બાટ'ની રમત કહેવામાં આવે છે. આ રમત નદીમાં રમવામાં આવે છે. છોકરાઓ અને છોકરીઓ જયારે નદીએ નાહવા જાય છે ત્યારે આ રમત રમે છે. આ રમત નંબર પાડીને રમવામાં આવે છે. છેલ્લા નંબર વાળાએ બીજાને પકડવાનું હોય છે. પકડાયેલ વ્યક્તિ ફરીથી દાવની શરૂઆત કરે છે.

▶ ખોખો

આ રમતને કુંકણામાં 'ખો-ખો'ની રમત કહેવાય છે. આ રમત મુખ્યત્વે ઊભી ખો તરીકે ઓળખાય છે. તેમાં ૧૦થી૧૫ છોકરા-છોકરીઓ ભાગ લે છે. એક છોકરી અને એક છોકરો આમ વારા પાડી બીજાને પકડવાનું હોય છે.

▶ શેમ્પુ

આ રમતને કુંકણામાં 'શેમ્પુ'ની રમત કહવાય છે. તેમાં મુખ્યત્વે છોકરાઓ અને છોકરીઓ બન્ને ભાગ લે છે. નંબર પાડી અથવા લાકડી ફેંકીને જેની લાકડી ઓછા અંતરે હોય તેને દાવ લેવાનો હોય છે. દાવ લેનાર વ્યક્તિએ 'બાટલી' અથવા 'ડખ્ખો' ગોળ વર્તુળમાં મૂકીને બધા રમનાર ખેલાડીને નામથી પકડવાનું હોય છે. ભૂલ થાય તો ફરીથી દાવ શરૂ કરવાનું રહે છે.





▶ આદુલી-પાદુલી

આ રમતને કુકણામાં 'આદુલી-પાદુલી' ની રમત કહેવાય છે. આ રમત મુખ્યત્વે તાપણીએ બેસીને અથવા ભેગાં થઈને બેઠાં હોય ત્યારે ચિડવવા માટે રમવામાં આવે છે. તેનું સૂત્ર આ પ્રમાણે છે. ''આદુલી-પાદુલી ઢંમકા-ઢૂસ, કાયગ માતારી પાદલીસ તુજ.'' આ સૂત્ર નંબર પ્રમાણે બોલાય છે. જેનો નબંર છેલ્લો આવે તે પાદેલો બને છે અને એમ તેના પરથી સાબિત કરી તેને ચિડવાય છે.

▶ સંતાકૂકડી

આ રમતને કુંકણામાં ''કૂક દપે'' કહેવામાં આવે છે. આ રમતમાં છોકરા-છોકરીઓ ભાગ લે છે. આ રમતમાં વધારેમાં વધારે ૨૦ ખેલાડીઓ રમી શકે છે. આ રમતમાં નંબર પાડીને જેનો છેલ્લો કે પહેલો નંબર આવે તે દાવ લેનારો બને છે. ગામમાં ગમે તેવી જગ્યાએ સંતાઈ જવાનું હોય છે. ત્યાંથી દાવ લેનારો બધાને શોધી કાઢે છે. પકડાયેલ ખેલાડી બીજાને પકડવા માટે મદદ કરે છે.

▶ લગુર

આ રમતને કુંકણામાં 'લગુરી' ની રમત કહેવાય છે. આ રમતમાં દડા વડે ઈંટ અથવા લાકડું હોય છે તેને, મારવાનું હોય છે. આ રમતમાં બે ટુકડીઓ પાડવામાં આવે છે અને પ્રથમ કઈ ટુકડી દાવ લેશે તે નક્કી કરીને દાવ લેનાર ટુકડી લગુરીને દડા વડે મારે છે. બીજી ટુકડી દડો ઝીલે છે. દડો ઝીલી લીધા બાદ તે ટુકડી આઉટ થઈ કહેવાય છે અને દડા વડે મારે છે. પછી દાવ લેનાર તે ઈંટ કે લાકડાને ફરી ઊભું કરવા માટે ત્યાં જાય છે.

▶ લંગડી

આ રમતને કુંકણામાં 'લંગડી'ની રમત કહેવાય છે. આ રમતમાં છોકરીઓ-છોકરાઓ ભાગ લઈ શકે છે. ગોળાકાર દોરી તેમાં નબંર પાડીને વારા ફરતી પકડવાની રીતથી રમાય છે. આ રમતમાં દાવ લેનાર ખેલાડી એક પગે દોડીને બીજા ખેલાડીને તે પકડે છે. ☺☺





# ચાર છોરીયો પરણાવી





એક ગામમાં એક ગોવાળિયો રહેતો હતો . તે ઢોર ચરાવીને પેટ ભરતો. એનો એકનો એક કોડીલો દીકરો ઘણો દેખાવડો હતો. જુવાન થયો એટલે એની મા કહે , 'હું ગરીબ છું, પણ મારો દીકરો કેવો રૂપાળો છે. એવી જ રૂપાળી અને તાલેવર ઘરની દીકરી સાથે એને પરણાવીશ.'

ગોવાળિયો કહે, 'આપણે ગોવાળિયા અને ગરીબ તાલેવરોની વાત ન કર. ગરીબને સાથે સગપણ કરે.'

એ ગામમાં એક તાલેવર જમીનદાર રહેતો હતો. એને એક જ દીકરી હતી. એય રૂપાળી હતી. ગોવાળિયા બૈરીએ છોકરી માટે ગોવાળિયાને જમીનદારને ઘેર જવા કહ્યું .

ગોવાળિયાએ ફાટેલાં કપડાં ધોઈને પહેર્યાં. એક ચીથરું માથે વીટાળ્યું. હાથમાં લાકડી ઝાલીને થોડો રૂબાબદાર બનીને નીકળ્યો. જમીનદારને ઘેર જઈ ઓટલા પર બેઠો. જમીનદારે તેણે ભિખારી સમજી અનાજ આપ્યું તો તે લીધું નહીં, પૈસા આપ્યા તેય ન લીધા . બોલ્યો ,

'હું ભીખારી છુ, જે આલશો એ લઈશ. પણ આજે જુદી વસ્તુ માટે આવ્યો છું.'

આ સાંભળીને જમીનદારે એને ખુરશી પર બેસાડ્યો, ચા-પાણી કર્યાં, તમાકુ આપી.પછી ગોવાળિયો કહે ,

'હું આવ્યો તો ખરો પણ બોલવાની હિમ્મત નથી. હું કોણ તે તમે નથી જાણતા. હું ગોવાળિયો છું, ઢોર ચરાવી પેટ ભરું છું. લોક મરઘી જુએ તો મરઘી માગે, બકરો જુવે તો બકરો ને દીકરી જુવે તો દીકરી ! મારો





એક દીકરો છે, કોડીલો ને રૂપાળો. એને માટે તમારી દીકરીનો હાથ માગવા આવ્યો છું.'

સાંભળીને જમીનદારે ગોવાળિયાને ગાદી તકિયે બેસાડ્યો, સરસ રસોઈ કરાવી, જમાડ્યા અને દીકરી આપવાની હા પાડી. લગનનો દિવસેય નક્કી કર્યો.

ગોવાળિયાએ કહ્યું, 'તેમ છોકરો પૂછવા આવે.' બીજે દિવસે એક તાલેવર માણસ પોતાના દીકરા માટે જમીનદારની દીકરીનો હાથ માગવા આવ્યો. પૂછપરછ કરી જમીનદારે એને પણ હા પાડી. ગોવાળિયાને કહ્યું હતું એ જ દિવસે લગન લેવાની વાત પાકી કરી.

ત્રીજે દિવસે ત્રીજો માણસ આવ્યો. જમીનદારે એનેય હા પાડીને એ જ દિવસ નક્કી કર્યો.

વળી ચોથે દિવસે એક માણસ આવ્યો. જમીનદારે લગનનો દિવસ નક્કી કરી એને વિદાય આપી.

જમીનદારે ચાર વરઘોડા માટે ચાર મંડપ તૈયાર કરાવ્યા. પહેલો વરઘોડો ગોવાળિયાના દીકરાનો આવ્યો. મંડપમાં બેસાડી દહેજની બેઠક કરી. પોતાની દીકરી એને આપી, જમણ કરી પરવારી વહુને લઈએ ઘર ભેગા થયા.

બીજો વરઘોડો આવ્યો. જમીનદારે બધાને આવકાર્યા, દહેજની બેઠક કરી, જમવાનું પતાવ્યું અને પછી ચારે તરફ જોયું. ઉકેરડા પર એક ગધેડો કચરામાં આળતો હતા. ત્યાં જઈ જમીનદાર બોલ્યો, 'અહી શું કરે છે ? જાન આવી છે, બધા વાટ જુએ છે. લગન છે, તેની ગમ, ખબર નથી.' એટલું કહી એક થપ્પડ મારી. ગધેડાની દીકરી બની ગઈ. જમીનદારે એને લાવીને મંડપમાં ઊભી કરી. લગન લેવાયાં ને જોડીને વિદાય કરી.



ત્રીજો વરરાજા આવ્યો. જમીનદારે તેને પણ મંડપમાં બેસાડ્યો, દહેજ લીધી, જમણવાર પતાવ્યો. અહીં જોયું, તહીં

જોયું. ચૂલા પાસે બિલાડી સૂતી હતી. જોઈને બોલ્યો, 'આખી રાત લગનનાં ગીત ગાયાં અને હવે ઊંઘ કાઢે છે ?' એટલું બોલી બિલાડીને એક થપ્પડ મારી. બિલીડીની દીકરી થઈ. તેનેપરણાવીને વરરાજા સાથે મોકલી દીધી.



પછી જમીનદારે ચોથા વરરાજાને આવકાર આપી મંડપમાં બેસાડ્યો. દહેજના પૈસા ગણીને લીધા અને બધાને જમવા બેસાડ્યા. જમીનદારે જોયું કે વાજિંત્રોવાળા બેઠા હતા ત્યાં એક કૂતરી બેઠી હતી. તે જોરથી બોલ્યો, 'તું શું વાજિંત્ર વાગવાની રાહ જોતી બેઠી છે. ત્યાં વરરાજા ખોટી થાય છે.' એટલું કહી જમીનદારે કૂતરીને એક થપ્પડ ચોડી દીધી. કૂતરી દીકરી બની. ચોથી દીકરીને જમીનદાર મંડપમાં લઈ આવ્યા અને લગન પતાવ્યાં.

ચારેય ઘરના જાનૈયાનો આદર-સત્કાર થયો. બધા મહેમાનો ઘર ભેગા થયા. જમીનદારે ચારે છોકરીઓ અને ચારે જમાઈરાજાને પાંચ દિવસ રાખ્યા, મહેમાનગીરી કરી અને વળાવી દીધા.

થોડા દિવસ વીત્યા. બાપ દીકરીને ઘેર મહેમાન બનીને ગયો. બાપને આવતો જોઈ દીકરીએ ખાટલો ઢાળ્યો. બાપ ખાટલે બેઠો. દીકરીએ જુદી-જુદી વાનગી રાંધીને બાપને જમાડ્યો. રાત પડયે બાપ સૂઈ ગયો.

સવારે ઊઠી ઘરે જવા નીકળ્યો. વેવાઈને કહે, 'સમધિજી, મારી દીકરી લાડકી છે. હલતી-રમતી ઉછરી છે. કામ ન આવડે તોય શીખવાડશો તે એ શીખશે. આજ એક, આવતી કાલ બીજું, એમ ધીમે ધીમે કામ કરાવજો.' વેવાઈ કહે,'અરે સમધિજી અમારી વહુ કશું ચૂકતી નથી. જે કામ સોંપ્યું એ ઝપાટાભેર કરે છે. એની એક જ ખોટ છે. રસોઈ પતે એટલે બધા સાથે લડે છે. નાનું નહી, મોટું નહીં બસ બધા સામે મોં ચલાવ્યા કરે છે.'

બાપ સમજી ગયો કે આ કૂતરી છે. 'આવજો' કહી બીજી દીકરીના ઘરનો રસ્તો પકડયો.





બાપને દૂરથી જોયા અને દીકરીમાં જાણે વીજળીનો સંચાર થયો. ઘર સાફ કર્યું, ખાટલો ઢાળ્યો, બાપ બેઠો, રસોઈ કરી જમાડ્યો, રાત પડી ને સૂઈ ગયો.

સવારે વેવાઈને કહે, 'સમધિજી, મારી દીકરી લાડકી છે, ઘરમાં કામ કરવું પડતું નહીં પણ શીખવશો તેમ કરશે. વેવાઈ કહે , ' અરે સમધિજી, અમારી વહુ કશું ચૂકતી નથી. કામ ચીંધ્યુ એ પરસેવો પાડીને કરે છે. બસ એક ખોટ છે. રસોઈ થયા પછી કોણ જમ્યું, કોણ બાકી, જમણ વધ્યું, ઘટ્યું, કાંઈ જોતી નથી. બસ, આંખોમીંચી લઈ બધું સફાસટ કરી જાય છે. બાપ સમજી ગયો કે આ બિલાડી છે. 'આવજો' કહી, ત્રીજી દીકરીના ઘરનો રસ્તો લીધો.

'આજે બાપ આવશે.' એમ કરી દીકરી રાહ જ જોતી હતી. બાપનો પડછાયો બારણામાં પડ્યો એટલે ખાટલો ઢાળ્યો. બાપને બેસાડ્યો, રસોઈ કરી અને  જમાડ્યો. રાત પડે સૂઈ ગયો.

સવારે વેવાઈને કહે , 'સમધિજી, મારી દીકરી લાડકી છે. કામની ટેવ નથી પણ શીખવાડશો તો શીખી જશે.' વેવાઈ  કહે, ' સમધિજી, અમારી વહુ કશું ચૂકતી નથી. તે આખો દિવસ કામ કરે છે. જો વહુ અને દીકરાને અનાજ લેવા બજારમાં મોકલ્યાં. દીકરો અધમણ ઘઉં લાવ્યો તો ઘરે આવતાં સુધીમાં એનો શ્વાસ રુંધાઈ ગયો. અડધો કલાક હાંફતો રહ્યો પણ વહુ તો એક મણ જુવારની ગૂણ ઉપાડી લાવી ને પાછી કામે વળગી ગઈ. વાંક કહો તો એક જ છે, બક -બક બહુ કરે છે. બાપ સમજી ગયો કે આ ગધેડો છે.

બાપે ચોથી દીકરીના ઘરની સાંકળ ખખડાવી. દીકરીએ આવકાર આપ્યો. નાહવાની તૈયારી કરી, પાણી ગરમ કરી આપ્યું. ખાટલો ઢાળ્યો, ગાદલું પાથરી આરામથી બેસાડ્યો. એનું ઘર સાફસૂથરું હતું. રસોઈ કરી બાપને જમાડ્યો, પાણી પાયું. બાપ આરામથી સૂઈ ગયો. સવારે ઊઠી વેવાઈને કહે, 'સમધિજી, મારી દીકરીનો વર્તાવ કેવો?'

સમધિ કહે, 'અરે વેવાઈ, તમારી દીકરી ને અમારી વહુ તો જાણે સાક્ષાત્ અન્નપૂર્ણા. રસોઈમાં એના હાથનો સ્વાદ ઊતરે, રાંધેલું કદી ખૂટે નહીં. કચરો વાળે, વાસણ અજવાળે, પાણી ભરે અને બધા સાથે મીઠાસથી વાત કરે , મીઠાં વેણ જ બોલે. બધાની મર્યાદા રાખે અને પોતે આબમાં રહે.

બાપ સમજી ગયો કે આ એની પોતાની દીકરી છે. તે ખુશ થયો અને દીકરીને આશીર્વાદ આપી ઘરે પાછો આવ્યો. ☺☺





# બહેરો દેવજો



લોકો માને ના. આટલી ઝડપ હોય વળી! હોય, ના હોય...! હોય...

એમાં પાછળથી કોઈનો પહાડી અવાજ આવ્યો :'હોય.' બધાની આંખો એકસામટી એ અવાજ તરફ વળી. એની બાજુમાં બેઠેલા જીવા ડોસાની મૂછો બળવાન બની, એણે મોટો રૂમાલ ખભે નાખી, ખોંખારો ખાધો અને વાતને ટેકો આપ્યો. કહે, 'હોઈ શકે. અમારા દાદા કે'તા કે રોહણ્યા ડોસાએ ભૂતને વશ કરેલો. એ ડોસો એનાં બધાં જ કામો ભૂત પાસે કરાવતો. કદાચ એવું પણ હોઈ શકે.'

એકચિત્ત થઈને બેઠેલા બધા લોકોનાં માથાંઓનો એક પછી એક મૂંગો અવાજ ''હાં'' માં આવવા લાગ્યો. ઘણા જીવાની વાતમાં સંમત થયા. બેઠેલામાંના કેટલાકની બુદ્ધિ હજુ પણ તર્ક સાથે માથું અફાળતી હતી. પણ સામો કોઈ પ્રશ્ન પૂછી ના શક્યું. વાત ત્યાં જ અટકી પડી. એક-બે, એક-બેની ટુકડી થઈ, કેટલાક ઊઠીને ઘર તરફ ચાલી પડ્યા. રાત્રિના આઠ વાગ્યા હતા. સ્થળ હતું કાકડીઆ આંબા. નિશાળની સામેનો મોટો આમલો. બાજુમાં નાની પરસાળમાં દુકાન. એની આગળ સામ-સામે ઘૂંટણ ઊંચી બે કાદવની ઓટલીઓ. ત્યાં જ જમણે પડખે વાંસમાંથી બનાવેલું પાટલી જેવું બેસણું. ફળિયાના લોકોનું સાંજનું ભોજન પતાવીને ભેગા થઈ બેસવાનું એ સ્થળ. વાતના વિષયો સમય સાથે બદલાતા હોય. ચોમાસું હોય તો કોઈના ખેતરના શેઢાંમાંનો ચારો ચોરાયો હોય તેની વાતો; કોના ખેતરમાં માલ (અનાજ) સારું છે? કોનાં ખેતરમાં ડાંગર સારી છે? કોના ખેતરમાં ઢોર ઘૂસી ગયાં હતાં? ક્યાં ઢોર ટારવાની જગા સારી છે? આ વિષયોની પણ એક ખૂબી હોય છે. જ્યાં સુધી આ બેઠકને નવો વિષય મળે ત્યાં સુધી જૂના વિષયને ઉપર-નીચે ચર્ચા કરવાની ટેવ.

દરરોજની માફક આજનો વિષય હતો બહેરો દેવજો.

અસલમાં નામ એનું છે દેવજાભાઈ. પણ મોટી ઉંમરે એમના કાને બહેરાશ આવી ગઈ હતી. સંભળાતું ઓછું તેથી લોકો એને 'બહેરો દેવજો' કહેતા. સાવ નાનો માણસ દારૂ ગાળીને પેટ ભરતો.

જીવા ડોસાએ વાતને આગળ વધારતાં કહ્યું: દેવજાની જુવાનીની વાત છે. એક દિવસ દેવજો દારૂ ગાળવાનાં મહુડાં લેવા નવાપાડા ગયો. એ સમયે વાહનવ્યવહારની સગવડ નો'તી. એટલે જ્યાં જવું હોય ત્યાં બધા





લોકો પગપાળા જ ફરતા. એમાં થયું એવું કે મહુડાં લઈને વળેલા દેવજાને પોલીસે જોઈ કાઢ્યો. પોલીસને શક થતાં ગાડી તેની પાછળ પાડી પણ દેવજો પગદંડીએ આ ખેતરમાંથી પેલા ખેતરમાં, એમ ખબર ના પડે એ રીતે આગળ નીકળી આવ્યો. છતાં ગાડીની ઝડપે દેવજાને ફરી જોઈ કાઢ્યો. અને ગાડી ફરી પાછળ પાડી. આખરે જિદ્દ પર આવી ગયેલા દેવજાએ પોલીસની ગાડી સામે ઊભા રહીને મોટેથી બૂમ પાડી, 'આ દેવજો કાકડીઆ આંબાનો છે. તમારામાં તાકાત હોય તો લો પકડી જુઓ.' આમ કહીને મૂછો પર હાથ ફેરવ્યો. પોલીસ ગાડીમાંથી ઊતરી પણ જોનારાઓ કહે છે કે દેવજાની ભાગવાની ઝડપ જોઈને પોલીસ પણ ત્યાં જ ઊભી રહી અવાક્ થઈ ગઈ હતી.

બીજા દિવસે, પોલીસની ગાડી દેવજાના ઘરે પહોંચી. દેવજો સમજી ગયો પણ ભાગ્યો નહિ. તેણે પોલીસને પોતાના ઘરમાં બોલાવી બેસાડ્યા. પોલીસે ગઈ કાલની વાત કહી. તેની બહાદુરીનાં વખાણ કર્યાં. વાત દેવજાને પોલીસની નોકરી આપવા સુધીની થઈ. પણ દેવજાની માએ ધસીને ના પાડી દીધી. છેલ્લે જતાં-જતાં તેની બહાદુરીના ઈનામ રૂપે પોલીસે પચાસ રૂપિયા આપ્યા. ગામમાં દેવજા વિશે ખૂબ જ વાતો થવા લાગી. પણ કોઈને અસલ વાતની ખબર પડી નહિ. વાત એમ હતી કે દેવજાએ પોલીસને ખાટલે બેઠેલા તેમજ ખાટલા ઉપર ચોંટાડી દીધા હતા અને ચા ની વાટકીઓ હાથમાં અધ્ધર કરી રાખેલી. દેવજાના હુકમથી તેઓએ ચા પીધી હતી. ત્યાં સુધી ચા સુધ્ધાં તેઓ પી શક્યા નહોતા. જીવા ડોસાએ ફરી ખોંખારો ખાધો. કહે: આ તો ઠીક છે. એક વાર દેવજાના મામા મહેમાન આવ્યા હતા. એ સમયે એની મા ચોખા ખાંડતી હતી. માને ચોખા ખાંડવાનું કહી તે બકરાનું માંસ લેવા નંદુરબાર જઉં છું, આમ કહી ચાલી નીકળ્યો. તે સમયે સાંજના પાંચેક વાગ્યા હશે. ડોસી ચોખાનું ઓસામણ કાઢતી હતી. તે સમય દરમિયાન દેવજો માંસ લઈને આવી પહોંચ્યો હતો.

આસ્સલમાં જોનારાઓ વાત કરતા કે રસ્તામાં જયારે લોકો દેખાતા હોય ત્યારે એ સામાન્ય રીતે જ ચાલતો હોય એવું લાગે. પણ જેવા રસ્તાની આજુબાજુ ખેતરોમાં કોઈ દેખાય નહીં કે તરત જ હાથમાં રાખેલી નાની સોટી વડે પગમાં ધીમેથી ફટકારતો અને કે'તો, 'ચાલજે જ. ચાલજે જ.'

આમ સોટી મારતો જ જતો અને સાથે 'ચાલજે...ચાલજે...'બોલતો જતો. આજ એનો જાદુ. આ જ એનો મંત્ર. એ ઘડીમાં જ્યાં પહોંચવાનો હોય ત્યાં પહોંચીને પાછો વળી આવે. પવનની જેમ.

જીવા ડોસાએ બેઠેલા સામે એક લાંબો નિઃસાસો નાખ્યો. કહે: 'શું કહું?' આવો હતો બે'રો દેવજો!' ◎◎





# નર્મદા નદી



કાલિયા કબાડ્યા નામનો એક સુતાર હતો. એ અમરકંટકના જંગલમાં લાકડાં તોડવા ગયો હતો. લાકડાં તોડતાં એ તરસ્યો થયો. જંગલમાં પાણીની શોધમાં ઘણું ફર્યો પણ ક્યાંય પાણી ન મળ્યું. થાકીને તે એક ઝાડ નીચે સૂઈ ગયો. ઊંઘમાં એણે એક સપનું જોયું. સપનામાં જોયું કે જંગલમાં એક જગ્યાએ વાંસનું ઝાડ છે, એ ઝાડનાં બૂધામાંથી સાત ફણગા ફુટ્યા છે અને એ ફણગાની ટોચમાં પાણી છે.

કાલિયા કબાડી ઊંઘમાંથી જાગ્યો. વાંસનું ઝાડ શોધતો જંગલમાં ફરવા માંડ્યો. એક જગ્યાએ વાંસનું ઝુંડ જોયું તો એ દોડતો ત્યાં ગયો. વાંસની નીચે જમીનમાં પાણી હોય એવું લાગ્યું. ભેજ હતો તે જગ્યાએ આંગળીથી દબાવી જોયું તો માટી પોચી હતી. અંદર પોલાણ લાગ્યું. કાલિયાએ એક ફણગો તોડ્યો. ત્યાંથી પાણીની ધાર નીકળી. કાલિયાએ ધરાઈને પાણી પીધું અને પાણી નીકળતું હતું ત્યાં બૂચ મારી દીધો. હવે એ રોજ અહીં જ પાણી પીવા આવતો.



કાલિયા કબાડ્યાને સાત દીકરીઓ હતી. બધી જુવાન હતી. એક દિવસ બાપુનું ભાથું બાંધી ને દૂધીના તુંબડામાં પાણી ભરી સાતે છોકરીઓ જંગલમાં ગઈ. કાલિયો જમ્યો અને પાણી પીધું. તુંબડી ખાલી થઈ ગઈ. થોડી વાર પછી છોકરીઓ તરસી થઈ. બાપુને કહે ,'બાપુ





તરસ લાગી છે, તમે રોજ ક્યાંથી પાણી પીઓ છો ? અમને કહો તો અમે પાણી ભરી લાવીએ.'

કાલિયાએ કહ્યું, ' બેટી તમે બધી જુવાન છો. ન જશો.'

બાપુએ ઘણું કહ્યું પણ છોકરીઓ ન માની. એટલે બાપુએ પાણીની જગ્યા ક્યાં છે તે બતાવ્યું અને કહ્યું, 'જુઓ બેટી, એ જગ્યા માતાની છે. બહુ નજીક ન જશો. આધે રહીને પાણી પીજો. બહુ પાસે જશો તો પાણી બગાડી જશે. પાણી પી ભરી લો, પછી બૂચ મારી બંધ કરી દેજો.'

બાપુને હા પાડી સાતે દીકરીઓ પાણી પીવા ગઈ. બૂચ ખોલ્યો ને ધોધમાર પાણી વહેવા લાગ્યું. જોતજોતામાં પાણીની તલાવડી થઈ ગઈ. ઉનાળાના દિવસો હતા. ખૂબ ગરમી હતી. કપડાં ઊતારી છોકરીઓ તલાવડીમાં કૂદી પડી અને નાહવા લાગી. એટલામાં મોટું પૂર આવ્યું. સાતે ફણગામાંથી પાણી વહેવા લાગ્યુ. એક ધારમાંથી તેલનું તલાવ થયું, બીજામાંથી દૂધનું, પાણીના પૂરમાં સાતે છોકરીઓ તણાવા લાગી. એમાંથી સાત નદીઓ થઈ એક થઈ. તાપી, એક નર્મદા.

તાપી અને નર્મદા નદીઓ અરબી સમુદ્રની દિશામાં વહેવા લાગી. નર્મદાએ ઘોના તળાવમાં વાળ ધોયા હતા. મગરના વાહન પર બેસી ધીમે- ધીમે ડુંગર વસ્તીમાં થઈ આગળ વધતી ગઈ અને નિંબાડ રાજમાં મુકામ કર્યો. ત્યાંથી એક- એક ગામમાંથી પસાર થતી આગળ જતી હતી.

તાપીએ દૂધના તળાવમાં વાળ ધોયા, ઝડપ કરી માછલીનું વાહન બનાવ્યું અને ડુંગર, ઝાડ, મોટા પથ્થર, રસ્તામાં જે આવે એ બધાને તોડી નાખતી આગળ દોડતી ગઈ અને અરબી સમુદ્રને મળી ગઈ.

નર્મદાએ જલોહેદો ગામમાં મુકામ કર્યો હતો. એને આવતા મોડું થયું એટલે સમુદ્રને આવી મળી છે. એમને કપાળે લગનના ચાંલ્લા થઈ ગયા છે. ચિઠ્ઠી વાંચી નર્મદા ખિજાઈ ગઈ. એટલામાં એક મોટી માછલી કપાળે ટોળો લઈ જલાહેદોમાં પહોંચી. નર્મદાને કહે, ' લગન લેવાઈ ગયાં. તાપી નદી અરબી સમુદ્રની પટ્ટરાણી બની. હું જુઠ્ઠું બોલતી હોઉં તો જો આ મારે માથે ચાંલ્લો !'

નર્મદાને ગુસ્સો ચઢ્યો. ગુસ્સાના જોશમાં ડુંગર વાડો, ઝાડો જે આવે એને કાપતી, તોડતી સીધી આગળ દોડવા માંડી, 'આ બધી બેનોને મારી તાકાત દેખાડી દઉં, બધાંને ઉપાડી ફેંકી દઉં,' એમ વિચાર કરી નર્મદા જમીનમાં પેઠી ને નીચે જ રહી ગઈ. ☺☺





# મારે ફરી એક વાર શાળાએ જવું છે



દોડતાં જઈને મારી રોજની બાંકડીએ બેસવું છે,
રોજ સવારે ઊંચા અવાજે રાષ્ટ્રગીત ગાવું છે,
નવી નોટની સુગંધ લેતાં પહેલાં પાને
સુંદર અક્ષરં મારું નામ લખવું છે,
મારે ફરી એક વાર શાળાએ જવું છે.

રિસેસ પડતાં જ વોટરબેગ ફેંકી
નળ નીચે હાથ ધરી પાણી પીવું છે,
જેમ તેમ લંચબોક્સ પૂરું કરી... મરચું મીઠું ભભરાવેલ
આમલી-બોર-જમરુખ-કાકડી બધું ખાવું છે,
સાઈકલના પૈડાની સ્ટમ્પ બનાવી ક્રિકેટ રમવું છે,
કાલે વરસાદ પડે તો નિશાળે રજા પડી જાય
એવા વિચારો કરતાં રાતે સૂઈ જવું છે,
અનપેક્ષિત રજાના આનંદ માટે
મારે ફરી એક વાર શાળાએ જવું છે.

છૂટવાનો ઘંટ વાગવાની રાહ જોતાં
મિત્રો સાથે ગપ્પાં મારતાં વર્ગમાં બેસવું છે,
ઘંટ વાગતાં જ મિત્રોનું કુંડાળું કરીને
સાઈકલની રેસ લગાવતાં ઘેર જવું છે
રમત-ગમતના પિરિયડમાં તારની વાડમાંના





બે તાર વચ્ચેથી સરકી બહાર ભાગી જવું છે,
તે ભાગી જવાની મોજ અનુભવવા.....
મારે ફરી એક વાર શાળાએ જવું છે.

દિવાળીના વેકેશનની રાહ જોતાં
છમાસિક પરીક્ષાનો અભ્યાસ કરવો છે,
દિવસભર કિલ્લો બાંધીને માટીને પગથી તોડી
હાથ ધોયા વિના ફરાળની થાળી પર બેસવું છે,
રાતે આગ્રા બધા ફટાકડા ફોડ્યા પછી
તેમાંથી ન ફૂટેલા ફટાકડા શોધતાં ફરવું છે,
વેકેશન પત્યા પછી બધી ગમ્મતો દોસ્તોને કહેવા
મારે ફરી એક વાર શાળાએ જવું છે.

કેટલીય ભારે જવાબદારીઓના બોજ કરતાં
પીઠ પર દફતરનો બોજ વગાડવો છે,
ગમે તેવી ગરમીમાં એરકન્ડીશન્ડ ઓફિસ કરતાં
પંખા વિનાની વર્ગમાં બારી ખોલી બેસવું છે,
કેટલીય તૂટફૂટ વચ્ચે ઓફિસની આરામદાયક ખુરશી કરતાં
બેના બાંકડી પર ત્રણ દોસ્તોએ બેસવું છે,
બચપણ પ્રભુની દેણ છે, તુકારામના એ અભંગનો અર્થ
હવે થોડો સમજમાં આવવા માંડ્યો છે
એ બરાબર છે કે નહીં તે સરને પુછવું છે,
મારે ફરી એક વાર શાળાએ જવું છે.





# Adjective (વિશેષણ)



કોઈ વ્યક્તિ, જગ્યા, પશુ-પક્ષી તેમજ વસ્તુના નામને સંજ્ઞા (noun) કહેવામાં આવે છે.

જે શબ્દ સંજ્ઞાની વિશેષતા અથવા તેની ગુણવત્તા બતાવે છે, તેને વિશેષણ (adjective) કહેવામાં આવે છે.

eg. The man has a *big* house.

એ વ્યક્તિ પાસે મોટું ઘર છે.

અહિ, big (મોટું) ઘરની વિશેષતા બતાવે છે, તેથી તે વિશેષણ છે.

વિશેષણ બે પ્રકારની વિશેષતા બતાવતા હોય છે :

1. What kind of? (કયા પ્રકારનું ?)

eg. What kind of child is she?

She is a *happy* child.

What is the colour of their car?

They have a *red* car.

2. How many? (કેટલા ?)

eg. The girl has *ten* balloons.

She has *two* brothers.

Raman lives on the *fourth* floor.

The school library has *ten thousand* books.





## Exercise 1

Underline the **adjectives** in the following sentences and put a circle around the **nouns** that they describe.

1. Govind is a hardworking boy.
2. The cobra is a poisonous snake.
3. Aditi has two books and one pencil.
4. This have a big library.
5. This is a difficult lesson.
6. He is a lucky man.
7. The building has ten floors.
8. Anil is a helpful boy.
9. They have a beautiful garden.
10. The poor man was helped by his kind neighbours.

**Answers (A: Adjective; N: Noun)**

1. A: hardworking; N: boy 2. A : poisonous; N: snake 3. A: two, one; N : books, pencil 4. A: big; N: library 5. A: difficult; N: lesson 6. A: lucky; N: man 7. A: ten; N: floors 8. A: helpful; N: boy 9. A: beautiful; N: garden 10. A: poor, kind; N : man, neighbours

## Exercise 2

Give the opposites of the adjectives given below:

| | | | | |
|---|---|---|---|---|
| 1. difficult | 2. hard | 3. long | 4. tall | 5.dark |
| 6. small | 7. clean | 8. beautiful | 9. quiet | 10. truth |
| 11. sad | 12. strong | 13. fat | 14. rough | 15. wide |

**Answers:**

1. easy 2. soft 3. short 4. short 5. light 6. big 7. dirty 8. ugly 9. noisy 10. untruth 11. happy 12. weak 13. thin 14. smooth 15. narrow ☺☺





# શું તમે જાણો છો ?



૧) ચેસની રમતનું પ્રારંભિક ઉછેરસ્થાન કયો દેશ ગણાય છે ?
▶ ભારત ▶ ઇંગ્લેન્ડ ▶ અમેરિકા ▶ જાપાન

૨) ટી. વી.ની પ્રખ્યાત 'રામાયણ' સીરિયલમાં હનુમાનનું પાત્ર કયા કુસ્તીબાજે ભજવ્યું હતું ?
▶ દારાસિંઘ ▶ સતપાલસિંઘ ▶ કરતારસિંઘ ▶ અંદગીરામ

૩) ન્યુઝિલેન્ડમાં કઈ આદિવાસી જાતિ વસે છે ?
▶ પાઓરી ▶ માઆરે ▶ હાઓરી ▶ કાઓરી

૪) મંગળ ગ્રહનું એક નામ કયું ?
▶ ખંગારક ▶ મંગારક ▶ અંગારક ▶ હંગારક

૫) ૩૫૫ કિ. મી. લાંબો દરિયાકિનારો ધરાવતો જિલ્લો કયો ?
▶ વલસાડ ▶ કચ્છ ▶ ભાવનગર ▶ જામનગર

૬) સી.વી રામનને કયો એવોર્ડ પ્રાપ્ત થયો હતો ?
▶ એકલવ્ય ▶ જ્ઞાનપીઠ ▶ ભારતરત્ન ▶ દાદાસાહેબ ફાળકે

૭) સૌપ્રથમ કૃત્રિમ ઉપગ્રહ છોડનાર દેશ કયો હતો ?
▶ અમેરિકા ▶ ઇંગ્લેન્ડ ▶ યુરોપ ▶ રશિયા

૮) કઈ ઋતુને 'ઋતુરાજ' ની ઉપમા આપી છે ?
▶ ગ્રીષ્મ ▶ વસંત ▶ વર્ષા ▶ હેમંત

૯) આરસપહાણ કયા પ્રકારનો ખડક છે ?
▶ એક પણ નહીં ▶ વિકૃત ▶ જળકૃત ▶ અગ્નિકૃત





૧૦) કઈ વનસ્પતિના ફૂલને 'શેલંડા' કહે છે ?

▶ કુંવાર ▶ ગળો ▶ સાટોડી ▶ ગરમાળો

૧૧) પ્રથમ ભારતીય મેગ્સેસે એવોર્ડ જીતનાર કોણ હતા ?

▶ વિનોબા ભાવે ▶ ઈન્દરા ગાંધી ▶ સરોજીની નાયડુ ▶ રવીન્દ્રનાથ ટાગોર

૧૨) નીચેનામાંથી રાવણનો પુત્ર કયો ?

▶ ઈંદ્રમલ ▶ ઈન્દ્રકાંન્ત ▶ ઈન્દ્રમોહન ▶ ઈન્દ્રજિત

૧૩) ભારતનો પ્રમાણ સમય કયો છે ?

▶ ૮૩° પૂર્વ રેખાંશ ▶ ૮૪.૫° પૂર્વ રેખાંશ ▶ ૮૫° પૂર્વ રેખાંશ ▶ ૮૨.૫° પૂર્વ રેખાંશ

૧૪) ૧ ઘન સે. મી. ના કેટલા મિલિમીટર ?

▶ ૧ ▶ ૧૦ ▶ ૧૦૦ ▶ ૧૦૦૦

૧૫) વ્યાજનાએ વ્યાજને શું કહે છે ?

▶ મુદત ▶ રાશ ▶ મુદ્દલ ▶ ચક્રવૃદ્ધિ વ્યાજ

૧૬) ભારતની આઝાદીની લડતનાં અગ્રણ્ય લડવૈયા ગણાતી નારી કઈ હતી ?

▶ ડૉ. ઈરાવતી કર્વે ▶ મધર ટેરેસા ▶ માદમ કામા ▶ સંતોષ યાદવ

૧૭) ગુજરાતમાં સૌપ્રથમ શાળા ક્યાં શરૂ થઈ હતી ?

▶ અમદાવાદ ▶ વડોદરા ▶ ગાંધીનગર ▶ રાજકોટ

જવાબોઃ-

૧ - ભારત ❁ ૨ - અંદગી રામ ❁ ૩ - માઆરે ❁ ૪ - અંગારક ❁ ૫ - જામનગર ❁ ૬ - ભારતરત્ન ❁ ૭ - હેમંત ❁
૮ - વિકૃત ❁ ૯ - કુંવાર ❁ ૧૦ - વિનોબા ભાવે ❁ ૧૧ - ઈન્દ્રજિત ❁ ૧૨ - ૮૨.૫° પૂર્વ રેખાંશ
❁ ૧૩ - ૧ ❁ ૧૪ - ચક્રવૃધ્ધિ વ્યાજ ❁ ૧૫ - માદમ કામા ❁ ૧૬ - જેકોબાબાદ ❁ ૧૭ - અમદાવાદ





# ચાલો નવા શબ્દો શીખીએ



કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતાથી શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ-અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ.

| | | |
|---|---|---|
| રસોડું | ← ગુજરાતી → | ધુમાડિયું |
| રાંધણિયુ | ← રાઠવી → | ધુંવાળો |
| રહોરું | ← ડુંગરી ભિલી → | તુસારિયું |
| રહુડું | ← પંચમહાલી ભીલી → | ગલુણાનું ભૂંગળું |
| રેહોરું | ← ગરાસિયા → | ધૂહારિયું |
| રાંદુલો જાગો | ← દેહવાલી → | ધુરાણોં |
| બાસને | ← પાવરી → | દુવાણાન નલૂ |

| | | |
|---|---|---|
| જમણ | ← ગુજરાતી → | દેવસ્થાન |
| ખાય | ← રાઠવી → | માલુણ |
| ઝિમણ | ← ડુંગરી ભિલી → | દેવતાં |
| જમે | ← પંચમહાલી ભીલી → | દેરું |
| ઝીમણ | ← ગરાસિયા → | દેવરાં |
| માંડો ખાવૂલો જાગો | ← દેહવાલી → | દેવા થાનક |
| ખાતલા | ← પાવરી → | પુજણેન સમાન |









| | | |
|---|---|---|
| સૂવાનો ઓરડો | ← ગુજરાતી → | નાવણિયું |
| સુવાની ઓહ્લી | ← રાઠવી → | નાવણ્યું |
| હૂવાની ઓહ્લી | ← ડુંગરી ભિલી → | ઝિલેણિયું |
| ઉરડો | ← પંચમહાલી ભીલી → | નાવણગ્યું |
| હૂવણારો ઓહ્લો | ← ગરાસિયા → | ઝીલણિયું |
| હુવૂલી ખોલી | ← દેહવાલી → | મોરી |
| હુવણેન ખુલી | ← પાવરી → | ઊંગનેન ખુલી |





| | | |
|---|---|---|
| પાયખાનું | ← ગુજરાતી → | તારની વાડ |
| જાદરુ | ← રાઠવી → | વાળ |
| અગવાણુ | ← ડુંગરી ભિલી → | વાર |
| જાજરૂ | ← પંચમહાલી ભીલી → | તારની વાડ |
| એંગવારો ઓહ્લો | ← ગરાસિયા → | તોંતવાળે વાર |
| સંડાસ | ← દેહવાલી → | તારીવાડ |
| આગણેન ખુલી | ← પાવરી → | તારેન વાડ |







| | | |
|---|---|---|
| ઝાંપો | ← ગુજરાતી → | તોરણ |
| ઝાંપો | ← રાઠવી → | તોરણ |
| ઝાંપો | ← ડુંગરી ભીલી → | તોરણ |
| ઝાપો | ← પંચમહાલી ભીલી → | તોરાંણ |
| ઝોંપો | ← ગરાસિયા → | તોરણ |
| ચાપોં | ← દેહવાલી → | તોરું |
| ફાટક | ← પાવરી → | તોરણ |





| | | |
|---|---|---|
| રંગોળી | ← ગુજરાતી → | કૂવો |
| રંગોળી | ← રાઠવી → | કૂવો |
| પોત | ← ડુંગરી ભીલી → | કૂઓ |
| ચોક પુરયાભાત | ← પંચમહાલી ભીલી → | કૂવો |
| ભોંત | ← ગરાસિયા → | કૂઓ |
| રાંગૂલી | ← દેહવાલી → | વેએ |
| રાંગોળી | ← પાવરી → | વાવડી |



# પતંગિયું



પેલી કોયલ કૂહુ કૂહુ ગાય મને ગાવાનું મન થાય
ગાવાનું હું શરૂ કરું ત્યાં કોયલ ઊડી જાય
પેલી ચકલી ચણ ચણ ખાય મને ખાવાનું મન થાય
ખાવાનું હું શરૂ કરું ત્યાં ચકલી ઊડી જાય
પેલું ઊડતું પતંગિયું જોઈ મને ઊડવાનું મન થાય
ઊડવાનું હું શરૂ કરું ત્યાં નીચે પડી જવાય
મારી ઈચ્છા પૂરી થાય મને સૂવાનું મન થાય
સૂવાનું શરૂ કરું ત્યાં સપનામાં સરી જવાય



# ફરી મળીશું



તમે મહાભારત વિશે તો જાણો જ છો. આપણા દેશમાં રચાઈ ગયેલી સાહિત્ય કૃતિઓમાં એ સૌથી મહાન કૃતિ રહેલ છે. મહાભારતમાં એક લાંબા સમય સુધી ચાલુ રહેલા યુદ્ધની વારતા છે. એવું માનવામાં આવે છે કે ભારતના પ્રાચીનતમ સમાજનો એ ઈતિહાસ પણ છે. પણ ઈતિહાસમાં ઘણાં બધાં કાલ્પનિક કથાનકો પણ રહ્યાં છે. એવાં કથાનકો નળ અને દમયંતી, સત્યવાન અને સાવિત્રી, એવા સંપૂર્ણપણે અલગ કથાનકો પણ છે. અસંખ્ય ટચુકડી વારતાઓ પણ છે. એ વારતાઓમાંથી આપણને શીખવા જેવુ ઘણું બધું મળે છે. એક એવી જ વારતા છે જેની અંદર ગણેશજી અને મહાભારતના રચયિતા વ્યાસ વચ્ચેના સંભાષણનો પ્રસંગ આવે છે.

વ્યાસને મહાભારતની રચના કરવાનું સૂઝ્યું ત્યારે સ્ફૂર્તિના પ્રચંડ વહેણના લપેટમાં એ આવ્યા. એમના સ્ફૂર્તિના વહેણને રોકવું અશક્ય હતું. અને એમને સ્ફૂરે એવા બધા શ્લોકો લખવા જરૂરી હતા. ભૂલે ચૂકે કોઈ શ્લોક છટકી જાય તો એ અયોગ્ય હતું. એટલે વ્યાસ લેખનકલામાં પારંગત વ્યક્તિને ખોળવા નીકળ્યા. પણ તમામ પૃથ્વી લોકમાં એવી કોઈ વ્યક્તિ એમને મળી નહીં. ઘણા બધા ઋષી મુનિઓને એમણે એવું સૂચન કર્યું કે આ પ્રકારે અખંડ લેખન કરવાની કલા જાણવાવાળા માત્ર એક અને એક જ છે, જે છે શ્રી ગણેશજી. એટલે વ્યાસે ગણેશજીને તેડાવ્યા અને પૂછ્યું, ‘‘ગણેશજી, આપ હું જેટલા મંત્રો અને છંદોનો ઉચ્ચાર કરું, એ બધા એક પણ ભૂલ કર્યા વગર લખી શકશો ખરા ?’’ ગણેશજીએ હા પાડી. તો વ્યાસે આગળ પૂછ્યું, ‘પણ તમારા પાસે લખવા માટે લેખણી તો નથી.’ તો ગણેશજીએ એમના હાથીના મસ્તકના જે બે દાંત હોય છે તેમાંથી એક દાંતનો અડધો કટકો તોડ્યો અને કહ્યું, ‘આ હસ્તિદન્તની લેખણીથી હું તમે જે કહેશો એ બધાં જ કાવ્યો લખી કાઢીશ. આપણે તમને સ્ફૂરેલાં કાવ્યો મનુષ્યલોક સુધી પહોંચાડવાનાં છે. એટલે મારી લખવાની તૈયારી છે.’ વ્યાસ એમની કવિતાનો આરંભ કરવાની તૈયારીમાં હતા તો તેઓએ જોયું કે ગણેશજીએ હાથમાં હસ્તીદન્તની લેખણી પકડી તો ખરી પણ જે પાંદડાં





પર લખાણ કરવું હતું તે પાંદડાં એમની સામે હતાં નહીં. તે જમાનામાં દોસ્તો લખાણ લખવા માટે કાગળ હતો નહીં, બધું લખાણ સુકાયેલાં પાંદડાં પર જ થતું હતું. તો, વ્યાસે ગણેશજીને પૂછ્યું, 'તૈયાર છો ને ? હું શરૂઆત કરું ?' ગણેશજીએ કીધું, 'મારી એક શરત છે, તમે કદાચ જાણતા હશો કે નહીં, પણ મારો લખવાનો વેગ પવનથી પણ વધારે છે. અને એ ઝડપથી જ તમારે કવિતાના શબ્દો અને લીટીઓ બોલવાં પડશે. નહીં તો એવું ના બને કે હું આગળ અને તમે પાછળ, અને હું તમારા શબ્દોની રાહ જોયા કરું. એવું જો એક વાર પણ થાય તો હું અહીંથી નીકળી સીધા મારા પિતા મહાદેવના કૈલાસ પરના નિવાસે જતો રહીશ.' વ્યાસ પણ સારી તૈયારી વાળા હતા. એમણે કીધું, 'તમારી શરત મને માન્ય છે પણ મારી પણ એક શરત છે. શરત એવી છે કે તમે જે પણ પાંદડાં પર લખશો તે સમજ્યા વગર લખશો નહીં. તમે જે લખો છો એનું પૂરેપૂરું અર્થઘટન કરી શકો તો જ તમારે લખવાનું, નહીં તો થોડો વિચાર કરી પૂરો અર્થ સમજ્યા પછી જ લખવાનું.' ગણેશજીએ કીધું, 'તમારી શરત પણ મને મંજૂર છે.' આ પ્રકારે મહાભારત લખાયું. એવું કહેવાય છે એ મહાકાવ્યમાં અમુક સાદી અને સરળ અર્થવાળા પંક્તિઓ પછી અચાનક જ સમજવામાં મુશ્કેલ પડે એવી પંક્તિઓ આવે છે. અને આ ઘડી-ઘડી થતું રહે છે. એટલે જ્યાં કઠિન અર્થ વાળી પંક્તિઓ છે ત્યાં આપણે સમજી લેવાનું કે ગણેશજી સહેજ થોડા આગળ નીકળી ગયા હશે અને તેઓને રોકવાની કરવા માટે વ્યાસે મુશ્કેલ પંક્તિઓ રાખી હશે.



કોઈક બોલે અને અન્ય કોઈ લખે એવા પ્રસંગો આપણી સંસ્કૃતિમાં ઘણી વાર

બને છે. ખાસ કરીને નિશાળોમાં. બાળકોને ભણાવતા સમયે શિક્ષક બોલે છે અને બાળકો એમનું બોલેલું લખાણના રૂપમાં નોંધી લે છે. શિક્ષકને હંમેશાં ચિંતા રહેલી હોય છે કે તે જે બોલી રહ્યા છે તે બાળકો ખરેખર સમજે છે કે કેવું. અને આપણે ત્યાંનાં બધા જ બાળકો શ્રીગણેશજી જેવા પ્રતિભાવાન તો ના હોઈ શકે. એટલે બાળકોની નોંધવહીઓ (નોટબુકો) જોઈએ તો તેની અંદર અડધાં જ લખેલાં વાક્યો અને એક શબ્દ અન્ય શબ્દો સાથે મેળ ના ખાતો હોય એવા પ્રકારની વાક્યરચનામાં કરેલી નોંધ જોવા મળે છે. અને પરીક્ષા નજદીક આવી જાય તો આ નોંધ ગોખી ગોખીને જ બાળકો પરીક્ષા પાસ કરવાની ઈચ્છા રાખે છે. અર્થઘટનની વાત તો થતી જ નથી. બાળકો દ્વારા શિક્ષકોને પ્રશ્ન પૂછવામાં આવતા નથી. અને વરસે-





દર વરસે આ પ્રકારે પરીક્ષા પાસ કરી એ બાળકો આપણા દેશના નાગરિક બની સમાજમાં સ્થાન લઈ લે છે. ગયા મહિનામાં આપણે બધાએ ગણેશજીને તેડાવ્યા. ખૂબ નાચતા-ગાતા આપણે એમને આપડા ઘર આંગણે લઈ આવ્યા. પાંચ દિવસ સુધી રાબેતા મુજબ એમની મહેમાનગીરી પણ કરી હતી. એમની સામે ઊભા રહીને બંને હાથ જોડી આપણે નમસ્કાર પણ કર્યા હતા. દરેક વિદ્યાર્થીએ મનમાં ને મનમાં શ્રીગણેશજી સામે પ્રાર્થના પણ કરી હતી, 'ગણપતિ બાપા, આ વરસે તમે અમને પરીક્ષામાં ખૂબ સારો યશ આપજો.'

થોડું વિચારીએ કે ખરેખર શ્રીગણેશજીએ આપણી પ્રાર્થના સાંભળી હોત તો તેઓ મનમાં ને મનમાં વિચારતા થયા હોત કે હું જયારે લખતો હતો ત્યારે અર્થ સમજયા વગર અડધો અક્ષર પણ મેં લખ્યો ન હતો. અને આજના બાળકો જે બસો પાનાની નોટબુકો અડધો અક્ષર પણ સમજયા વગર લખી કાઢે છે. આ પ્રકારે લખાણ કરવાવાળા બાળકો હોય અને ફરી એક વાર વ્યાસે મહાભારતનું સર્જન કરવાનું હોય તો કેવું મહાભારત બને ?' થોડું વિચારીએ. આપણે આજે બધા નવા ભારતની રચના કરવા માટે મથી રહ્યા છે. આવા સમયે શબ્દોનો અને વાક્યોનો અર્થ પણ ન સમજવાવાળાં બાળકો આવતી કાલના સમાજનાં નાગરિક બનવાનાં હશે તો કેવો ભારત નિર્માણ થશે? મહાભારતને પૂજવું, શ્રીગણેશજીને પૂજવા, વ્યાસનું ગૌરવ કરવું, તેઓને ભગવાન સમાન માનવા એ યોગ્ય છે. પણ તેની જરૂરિયાત ખાસ તો આટલા માટે છે કે આ મહાન દેવતા સમાન વ્યક્તિઓએ આપણને બુદ્ધિના પ્રયોગ કરવા શીખવાડ્યું એ પ્રયોગ ચાલુ રાખવા જોઈએ. આપણા જમાનામાં તો તેની ખાસ જરૂરિયાત છે, કારણ કે હવે પછીનો સમય માત્ર બુદ્ધિનું ગૌરવ કરવાવાળા સમાજનો સમય રહેવાનો છે. આધુનિકતમ સમાજમાં 'નોલેજ સોસાયટી' જ્ઞાનને મહત્ત્વ આપવાવાળા વ્યક્તિને જ મહત્ત્વનું સ્થાન રહેવાનું છે. એટલે આપણે બધાએ ફરી એક વાર લખાણ એ માત્ર લખાણ માટે નહિ પણ જ્ઞાન માટે છે, નિશાળ માત્ર પરીક્ષા પાસ કરવા માટે નથી, પણ જ્ઞાનની વૃદ્ધિ માટે છે એ સ્વીકારવાનું રહેશે. અને એવી નજરથી જ મહાભારત પાસેથી કંઈક શીખી નવા ભારતનું નિર્માણ આપણે બધાએ કરવાનું છે. ☺☺



